# અર્પણ પત્રિકા.

પુજ્ય,

**પીતાશ્રી.**

**ફકીર મહમદ મુસા.**



આપની અપાર દયાનો બદલો હું કોઈ પણ રીતે જગતમા વાળી શકું એમનો નથીજ, અને આપનીજ પરમકૃપાના આધારે સેવક આજે આ પુસ્તકનું અનુવાદ કરવાને શકિતમાન થયો છે. તો હું પણ અતિ પ્રેમની સાથે આ લઘુ પુસ્તક તમનેજ અર્પણ કરવામા મારા કાર્યની શફળતા માનું છું.

આપનો,

ઉમર.

# બે બોલ.

આ નાનકડા પુસ્તક માટે "બે બોલ" એ શું ? છતાં હ્રદયમાં ઉછળતા વીચાર વાંચક સમક્ષ મુકવા એ લેખકનું પ્રથમ કૃતવ્ય છે. ઉરદુ ભાષાના સાક્ષરોના ભૂષણ ડૉ૦ **મહુમદ ઇકબાલે** શીકવો ઉર્દુ ભાષામાં લખ્યો, એનું મેં અનુવાદ આપની સમક્ષે મુકયું છે. અનુ-વાદક થઇ ગીત શા ગાવા ? આપજ વાંચી મારી તુલના કરજો. પરંતુ જ્યારે તમો મારા અનુવાદને વાંચો, ત્યારે એ ધ્યાન રાખજો કે **ઇકબાલ** એ એક મહાન ફીલસુફ અને હ્રદય સાધુનો રાખનાર છે. ત્યારે હું એ જુવાનીમા ખીલતો યુવક છું. આ વેળા મારે **"સાહિત્ય સેવા સમાજ"** નો ઉપકાર માનવો જોઇએ અને સાથે સાથે મારા મિત્ર **અબ્દુલ અઝીમ** ટીનવાળાનો પણ ઉપકાર માનવો ઘટે છે. કારણ એમનાજ પ્રતાપથી આજે શીકવો તમારા સમક્ષ મુકવાને ભાગ્યશાળી થયો છું. આપ જો મારા આ શીકવામાં રસ લેતા જણાશો તો જરૂર મારા બીજા પુસ્તકો તમારા ચરણ કમળમાં ધરીશ.

લી૦ નમ્ર સેવક.

**ઉમર ફ૦ મહંમદ શેખ.**

તા૦ ૨૩-૧૨-૨૨.

ડૉ૦ ઈકબાલના

# "શિકવાનું ભાષાન્તર."

અનુવાદક ઉમર ફકીર મહંમદ શેખ.

—૧—

ઉપકાર તારા ભુલીને, અપકાર શાને હું દઉં;
વિતેલ દુઃખ સ્મરૂં અને, નવ કાલની ચીંતા ધરૂં.
બુલ બુલ તણા ગાના સુણું, ને શાંતી કાં દીલમાંધરૂં;
સ્નેહી! શું હું પુષ્પ છું? કે શાંતીમાં બેસી રહું.
હું ખાકના ખાકી છતાં, ઠપકો દઉ અલ્લાહને;
અભીમાન છે વિદ્યાપરે, હીંમત મને છે શબ્દએ.

—૨—

વિખ્યાત છીએ ભૂલના, સ્વીકાર કરવામાં અમે;
વાત કહીએ વિપતીની, અશકત તે થઈને અમે.
ગીત સર્વે શાંત છે, ભરેલ વિલાપે અમે;
સુલી એ આવે વિલાપો, તો અશકત છીએ અમે.
ઓ પ્રભુ! ઠપકાતણા, વિશ્વાસના પ્રકરણ એ શુણ;
વખાણને નમ્રતામાં, થોડો ઘણો ઠપકો એ શુણ.

—૩—

આધ હતું સ્વરૂપ તુજ, આ આદી કાળથી;
વાટીકાનો પુષ્પ ભૂષણ, અશાંત નવ ઉષા હતી.
છે દયા સાગર પરંતુ, શરત છે કંઈ ન્યાયની;
દયા વીણ કેવી રીત, ફાલી સુગંધી પુષ્પની.
હૃદય માહીં ચીંતા હતી, અમને ન્યાતોના લીધે;
નહી તો તુજ પ્રિયાતણા, અનુયાયીઓ ઘેલા હતે.

—૪—

વિચિત્ર સ્થિતિ હતી, અમથી પ્રથમ તુજ અવનિની:
કોઈ પુંજતું પાષાણને, કોઈ વૃક્ષ પ્રભુ માનતી.
નેત્ર માનવની, જ્યાં ફરતી હતી મુર્તિ ભણી;
રાખતે વળી માન્ય કો, નિરાકાર પ્રભુ તે પછી.
તુજથી વિદિત છે કે, ઉચ્ચરતું નામ કોઈ તારૂં હતું:
કામ તુજ મુસલીમની, એ બાજુ શકિતએ કર્યું.

—૫—

વસતા હતા એવી રીતે, સલજુક અને તુરાની પણ;
ચીનમાં ચીના અને, ઈરાનમાં સાસાની પણ.
એવીજ રીતે રહેતા હતા, સુખ રૂપરૂપે યુનાની પણ;
વીશ્વે રહેતા આજ રીતે, યહુદને નસરાની પણ.
તુજ નામ લીધે કહે, કોણે ઉઠાવી તે અસિ;
વાત જે બગળી હતી, કોણે બનાવી તે હીધી.

—૬—

અમે હતા એક માત્ર તુજ, રણ ક્ષેત્રી વીરો મહે:
લડતા કદી રણ ક્ષેત્રમાં, લડતા કદી મહા સાગરે.
આપી અઝાંનો છે અમે, યુરોપના તે ઉપવને;
ને કદી બળતા આફ્રીકા, તણા તે રણ મહે.
નેત્રો મહી સમતી નથી. કીર્તિ જરાએ વિશ્વની;
કલમો અમે પડતા હતા, અસિતણા છાયા મહી.

—૭—

જીવંતા હતા તો વિપતિ, રણુ ભૂમિની સહવા અમે;
મરતા તો તુજ નામની, કિર્તી વધાવાના લીધે.
અસિ યુધ્ય મમ નવ હતું, નિજ રાજનાતે કારણે;
માથું ધરીને હસ્તમાં, ફરતા હતા શું ધન લીધે.
કોમ અમારી જો કહી, લક્ષ્મીપરે મરતી હતે:
વેચવું છોડી મુર્તીઓનું, મુર્તીઓ કાં તોડતે.

—૮—

નવ હલી શકતા હતા, જો યુદ્ધમાં જાતા અડી:
વીર કેસરીના પાદતે, રણુ ક્ષેત્રથી જાતા ઉડી.
તુજ સમે કોઈ થયું, તો શકિત મમ ઉભરી જતી:
શું અસિ તે ચીજ છે? અમે તોપથી જાતા લડી.
સર્વે હૃદયમાં પાથર્યું, ચિન્હ તોહિદનું અમે:
ખડગના હેઠળથીએ, શબ્દસ સંભળાવ્યા અમે.

—૯—

કમાડ ખૈબરના ઉખાડયા, કોણે એ તે તુજ કહે;
પાટનગર કૈસર તણું, કોણે કર્યું છે તે ફતેહ.
તોડયા કોણે વિશ્વવાળાના પ્રભુઓને જગે:
વળી અનિક તે કુફારના, કાપીને ફેંકયા કોણે.
અનલતે ઈરાનની, કોણે વળી ટાઢી કરી:
કીર્તી ફરી પ્રભુતણી, કોણે સંજીવન તે કરી.

—૧૦—

કેમ કયીએ વાંચ્છના, માત્ર તે તારી ધરી?
વિપતિઓ તારા લીધે, દય મહી કોણે સહી?
વિશ્વ વિજીત વિશ્વવાળી, તે અસિકોની થઈ?
કોની તકબીરો થકી, આ વિશ્વ તુજ જાગૃત થઈ?
કોની તે વીરતા થકી, આ મુર્તીઓ ધ્રુજતી હતી.
અમે પડતા તોએ લુલી, હુવલ્લાહો અહદ કહેતી હતી.

—૧૧—

ચાલુ લડાઈની મહીં, થાએ વખત નમાઝનો;
ભૂ ચુમે મુખ કીબલએ, અનિક તે હિજાજનો.
ઉભા થયા એક હારમાં, રાજા અને રંક એક તો;
નવ કોઈ ત્યાં સેવક રહ્યા, નવ કોઈ ત્યાં માલીક રહ્યા.
રંક, રાજાને ભીખારીને, શ્રીમંત સૌ થાએ એક;
સરકારમાં તુજ પહોંચ્યા તો, થાય છે ત્યાં સર્વે એક.

—૧૨—

વિશ્વ મંડળની મહે, અમે અહરનીશે ફર્યા;
મધ લઈ તોહિદનું, ગુણ પ્યાલાના ગાતા ફર્યા.
ગુફા મહી રણની મહી, શંદેસ તુજ લઇને ફર્યા;
જાણે છે તુજને કે, અમે કાર્ય વિણ ક્યારે ફર્યા.
રણુતો રણની મહે, છોડયા નથી મહાસાગરે,
સંકટ ઉપર સંકટ છતાં, છે અશ્વ દોડાવ્યા અમે.

—૧૩—

વિશ્વને અંધકારમાંથી, પ્રકાશમાં આણ્યું અમે;
સ્વતંત્ર માનવ જાતને, ગુલામીથી કીધી અમે.
કાબા તુજ તે પ્રેમ ભકતો, થી વસાવ્યું છે અમે;
છાતી મહીં રાખ્યા ભરી, તુજ તે અમે કુરઆનને.
તોય ઠપકો છે અમોને, કે નથી વિશ્વાસ કંઈ,
વિશ્વાસપાત્ર નવ અમે, ને તું હૃદયવાળો નથી.

—૧૪—

છે ઘણા અનુયાયીઓ, મહીં પાપ કરનારાએ છે;
છે મહીં નબળા અને, મધ મસ્ત પીનારાએ છે.
છે આળસુ છે ભૂલેલા, ને મહીં જ્ઞાનીએ છે;
વળી સેંકડો છે કે જેને, તુજ નામની નવ જાણ છે.
છે દયા તુજ વરસ્તી, વેરી તણા તે ગૃહપરે;
વિપતિ જો વરસ્તી, તો માત્ર મુસલીમના પરે.

—૧૫—

મુર્તી કહે મંદિર મહીં, હવે મુસલમાનો ગયા;
આનંદ છે હા તેમને, રખવાળ કાબાના ગયા.
જે ગીતે માર્ગ દોરતા, એ ઉંટના દોરક ગયા,
નિજ ભૂજમાં કુરઆનને, સાથે સંભાળી તે ગયા.
હાસ્ય કરે પરધર્મીઓ, તેનું તને કંઇ ભાન છે.
નિજની તે તોહિદનું તુજને કંઈ તે ધ્યાન છે.

—૧૬—

આ નથી ઠપકો કે—ભંડાર છે તેના ભર્યા;
નવ આવડે મંડળ મહી, જેને વાતની રીતે જરા.
ક્રોધ તો એજ કે કાફરને મળે ગૃહ હુર હા;
ને અશક્ત મુસલીમને મળે, માત્ર હુરના વાએદા.
તુજ દયા અમપર નથી, ને તે વળી ભેટો નથી;
વાત શું છે કે પ્રથમની, મિત્રચારીએ નથી.

—૧૭—

કાં મુસલમાનો છે. આ વિશ્વ ધનથી લેળગા;
તારી તો કૃતી એ છે, જેની નથી ગણુતી જરા.
તું જો ઇચ્છે તો ઉંડે, રણુથી પાણીના ઝરા;
ને રણુ મહી પલમાં ફરે, વસંત ઘેલી વાટીકા.
મેણુા છે વેરી તણુા, લજ્જા અને લાચારી છે;
તુજ પરે ઓવારવા, જીવન તણો શું સાર છે.

—૧૮—

ગૃહ નારી વેરીથી થઈ, પ્રિતિ હવે તો વિશ્વ આ;
નિજના લીધે રહેશે હવે, એકજ વિચારી વિશ્વ આ.
અમે તો જુદા પડયા, અધરે સંભાળી વિશ્વ આ;
નવ ફરી કહેવું પડે, તોહીદ વિણુ છે વિશ્વ આ.
અમે જીવીએ છીએ કે, વિશ્વમાં તુજ નામ રેહ;
કંઇ બને એવું નહિ, શકી ન રહે ને નામ રેહ.

—૧૯—

તુજ મંડળ તે ગયું, ને તુજ પ્રિતવાળા એ ગયા;
આહો ગઈ રાત્રી તણી, વિલાપ પહોના એ ગયા.
આપી હૃદય તુજને ગયા, ને પ્રેમ સાથે લઈ ગયા;
આવ્યા અને બેઠા નહિ, ત્યાં તો અમે નિકળી ગયા.
આવ્યા પ્રેમીને ગયા, લઈને વચન તે કાલનું;
શોધ પ્રગટાવી હવે, દિપક હૃદયમાં પ્રેમનું.

—૨૦—

દુઃખ લેલીનું એ તે, ને કેશનો પહેલુ એ તે;
નજદને જબલ મહી, રણે ઘુમતાં હરણાં એ તે.
પ્રેમનું હૃદય એ છે તે, ને રૂપનું એ મંત્ર તે;
અહમદ તણા અનુયાયી તે, ને વળી છે તું યે તે.
પછી તુજ અવ કૃપાનો, કારણ વિણ છે અર્થ શું?
નિજના તે પ્રેમી પરે, અન્યાય તેનો અર્થ શું?

—૨૧—

તુજને મુકયો કે રસુલે અરબીને મુકયા અમે;
મુતી સમક્ષ પુજા કરી, કે તોડવી છોડી અમે.
પ્રેમની કે પ્રેમી ઇચ્છા, દુઃખ મહી છોડી અમે;
સુલેમાનની રીત કે, મુકયા અવેશ કરની અમે.
ભારી અનલ તકબીરની, છાતી મહી હા રાખીએ;
ઉદાહરણમાં જીંદગી, બીલાલ હબસી રાખીએ.

—૨૨—

કુરાન પરથી ધર્મની, મજનુન જડ છે તેં કરી;
લાખો તણા હૃદયો ગ્રહ્યા, તે એક પલકારા મહી.
મેળવ્યો તે પ્રેમને, ખેંચી અનલ તેં પ્રિતની;
ભષ્મ મંડળ ને કર્યું, કપોલની ઉષ્માં થકી.
આજકાં છાતી હજારી, પ્રેમી અનલવિણ તે રહી?
આજે અમે ઉજડા બન્યા, તેની ખબર તુજને નથી?

—૨૩—

નઝદની તે ખીણુમાં, નવ સાદતે જારી રહ્યા;
મંડળ ભણી આકૃશ તો, નવ કેશ દિવાના રહ્યા.
નવ સમજ શકિત રહી, નવ અમે નવ દિલ રહ્યા:
ઘર આ બધુ વિખર્યું, તું શૃંગારે મંડળ નવ રહ્યા.
રમણ્ય હિ છે તેજ કે, તું આવી ત્યાં નવ રંગમાં;
પાછી ફર મંડળ તરફ, ને આવ ઘુંઘટના વિના.

—૨૪—

મદ્યપાન કરનારા અધર, બેઠા વાટીકાએ નિરકને;
પ્યાલું ભરેલું હસ્તમાં, બેઠા કુ કુ ગાણું શુણે.
આનંદમાં બેઠા ફરતા, ને જામતે ફેરા ફરે;
તારા દિવાના યે છે, જોતાં બેઠા તુજ વાટને.
પતંગોમાં પાછી ફરી, તે અગ્નીને ભળકાવી દે;
વિજળી ફરી હૃદય ઉપર, જાણુવા ચમકાવી દે.

—૨૫—

કેમ ભટકેલી ફરી, હીજાજ ચાલી જોશ મહી;
પાંખ વિણ બુલબુલને, શકિત ઉડાવી લઇ ગઈ.
દુઃખી વાટીકાની હર કળીમાં, વાસ છે વિનંતિની;
તું જરા છેડી તો દે, સામાન થાએ વિપતિ.
ગીતો ઘણા આતુર છે, મળવાને તે સુરતારથી;
બળવાને પેલી અનલથી તુરતો છે હા દુઃખી.

—૨૬—

અડચણો સ્વર્ગવાસીના, અનુયાયીની તું કાપી દે:
સુલેમાન જેવી કર હવે, રાજા વિનાની કીડીને.
જેમાં નથી હા પ્રિત તે, તે અંતરે તું પ્રિત દે;
એટલે તું આ દિલ મહી, પાછુ ફરી ચેતન દે.
રકતની વહેતી સરિ, તેજ જુના વિરહમાં;
ને અનલ તે પ્રેમની, ભારે કટારી વૃક્ષમાં.

—૨૭—

પુષ્પની ફેલી સુગંધી, રહસ્ય દેતી વાટિકા;
શું કયામત છે કે, નિંદા યે પુષ્પે વાટિકા.
વચન તે પૂર્ણ થયું, શૃંગાર વિણ થઈ વાટિકા;
ડાળી થકી ઉડી ઉડાળી, ગાન મહીથી વાટિકા.
હજુ સુધી તે એક બુલબુલના હૃદયમાં દુઃખ છે;
હજુ સુધી ઉછળી રહ્યા, જેના હૃદયમાં ગીત છે.

—૨૮—

કુમળી લતાની સાખાઓ, સનોબર થકી વિખરી પડી;
ખરીખરી પડી દુઃખ મહી, પાંખડી પુષ્પો તણી.
નષ્ટ થઈ આજે ચમક, જુના તે પ્રકાશની;
પર્ણ પુષ્પોએ ઢંકાએલ, જેલતા તે નગ્ન થઈ.
શાંત રૂતુના કારણે, એની સ્વતંત્ર સ્થિતિ થઈ;
કદાચ સમજ્યો કોઈ એની, વાત વાટીકા મહી.

—૨૯—

છે મઝા મરવા મહી, જીવવા મહી બાકી નથી;
છે મઝા તો માત્ર તે, હૃદય રકત પીવા મહી.
છે કેટલા અશાંત રત્નો, મુજ હૃદય દર્પણ મહી.
કેટલી શકિતઓ બેચેન છે, મુજ હૃદયની તે મહી;
આ વાટીકા છે પરંતુ, રખવાળ તે કોઈ નથી.
દાગ જે હૃદયે પડયા, નર એ રહ્યા લાલા કંઇ

—૩૦—

આ એકલી બુલબુલના ગીતે, ચીરાએ હો હૃદય;
જાગૃત થવા વાળા તણુ, આ સાદ સાથે હો હૃદય.
એટલે ફરી જીવન વચન, વિશ્વાસ સાથે હો હૃદય;
ફરી તેજ જુના મધ તણી, તૃષા થકી હો આ હૃદય.
અઝમી પ્યાલું છે તે શું? મય તો મુજ હીજાજની;
ગીત હિન્દી છો રહ્યા, પણ ચાલ છે હીજાજની.

# અલ-કમાલ

## ઇસ્લામી ગુજરાતી માસિક ચોપાન્યુ.

ઐતિહાસીક, સામાજીક, સંસારી અને સાહિત્ય વિષયની ચર્ચા કરતું વિવિધ લખાણોથી ભરપુર સચિત્ર માસિક ચોપાન્યું.

**હર અંગ્રેજી માસની પહેલી તારીખે પ્રગટ થાય છે.**

**હિંદ માટે વાર્ષીક લવાજમ રૂ. ૪|=. હિંદ બહાર રૂ. ૬.**
પોસ્ટેજ સાથે.

નોંધઃ-હિંદ બહાર વી. પી. મોકલવામાં આવશે નહિં માટે પોસ્ટલ ઓરડર બેરર મોકલવું.

**આજેજ એક કાર્ડ લખી ઘરાક થાઓ.**


**માલેક અને પ્રગટ કર્તા—**

**ઝકરીયા ઇસ્માઇલ પટેલ.**

**૩૧૧ ૩૧૫, નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ, ૩.**

છપાય છે ! છપાય છે !

### સાહિત્ય સેવા સમાજ તરફથી

# બહાર પડનારાં પુસ્તકો.

૧. ગેબી–આવાઝ ભાગ ૧ લો. (કાવ્ય)
૨. ગેબી–આવાઝ ભાગ ૨ જો. (કાવ્ય)
૩. દિવ્યભાન. (કાવ્ય)
૪. જવાબે શીકવાનું ભાષાતર (કાવ્ય)
૫. ભીમસિંહ. (ઐતિહાસીક નવલકથા)
૬. રસકુંજ. (નાની નાની વાર્તા)
૭. ગાંધી ભારત સંવાદ. (કાવ્ય)
૮. હૃદય ઉર્મી. (કાવ્ય)
૯. ચાલુ પ્રવૃતિના શીલનુક.

**વાટ–જુઓ થોડાજ સમયમાં પ્રગટ થશે.**

# “સાહિત્ય સેવા સમાજ.”

**મુંબઈ.**